શ્રીઃ



જેના
હાથમાં કામ
હોય, હૃદયમાં રામ
હોય, આત્મામાં આરામ
હોય, મુખમાં મીઠાશ હોય, નિર્દોષ
હાસ્ય હોય, હૈયામાં હેત હોય, આંખમાં
અમી હોય, વાણીમાં સત્ય હોય પરોપકારમાં
પ્રીત હોય અને મગજમાં જ્ઞાન હોય તેવી ગુણીઅલ
સ્ત્રીઓને, સાધ્વી પતિવ્રતા સન્નારીઓને અને મન
વાણીને કર્મથી પરમ પવિત્ર રહી નિર્મળ જીવન
ગાળનારી દેશના શણગારરૂપ ભારતવર્ષની
ભુત, ભવિષ્ય અને વર્તમાનકાળની
સતી સ્ત્રીઓના ચરણકમલમાં
આ લઘુ પોથી સમર્પી
કૃતાર્થ થાઉં.
છું.

લી.
**મણીબ્હેન મ્હેતા.**

# ૧ ॥ મંગલમ ॥



જેણે આ પૃથિવી ચમત્કૃતિ ભરી ઇચ્છામાત્રથી રચી,
જેણે સાગર શૈલ સર્વ સરિતા સૌંદર્યતાથી ભરી;
જેણે ભેદ ઋતુતણા નિરમાયા, તારા ગ્રહો ઉજ્વલ.
તે બ્રહ્માંડ અનંતના અધિપતિ નિત્યે કરો મંગલ. ૧

જે પ્રેમે યદુરાય રૂકિમણી વર્યા, શંભુ અને પાર્વતી,
જે પ્રેમે દમયંતીને નળ વર્યા, શ્રી રામ સીતા સતી;
જે પ્રેમે અનિરૂદ્ધ બાણતનયા, સોહે સદા નિર્મલ,
તે પ્રેમે વરરાયને વધૂવરી, પ.મો સદા મંગળ. ૨

સોહે મંડપ મધ્ય જોડ જુગતી, સ્નેહી સગાં મ્હાલતાં,
નિરખે ને હરખે અતિશય મને, માતાપિતા વ્હાલમાં;
ઉચ્ચારે દ્વિજવર્ય મંત્ર ઉલટે, કલ્યાણકારી ફળ,
હોંશીલાં અભિલાષી દંપતિતણું થાજો સદા મંગળ. ૩

સિદ્ધિબુદ્ધિપતિ ગણેશ શુભમાં પ્રીતે પધારે ઘરે,
દુદાળો દુખભંજનો સરવનાં વેગેથી વિઘ્નો હરે;
શ્રી શંભુગિરિજાતણા તનયની ચારે ભુજામાં બળ.
નિત્યે દેવગજાનનો યુગલનું પ્રેમે કરો મંગલ. ૪

વિદારી અસુરો શુરા સમરમાં અદ્દભૂત બાહુ બળે,
કીધી વ્હાર શુરોની સત્વ રણે, ચંડિ વિના શું વળે;
શક્તિ, કાન્તિ, સુકીર્તિ, શાન્તિ સુખદા, સેવા નહી નિષ્ફળ,
(તે) દુર્ગાદેવી સદૈવ આ વર વધૂને અર્પશો મંગળ. ૫

જે ધારે કરમાં પિનાકડમરૂ ભાલે શશિ શોભતો,
અર્ધાંગે ઉમયા જટા વિપુલમાં અંગી ધરી ઓપતો;
ભસ્માંગે નીલકંઠ વ્યાલભૂષણે વૃષવાહને નિશ્ચલ,
(એ) ભોળાનાથ મહેશ આ યુગલને અર્પો સદા મંગલ. ૬

વીણા પુસ્તક ધારીણી અભયદા હંસે બિરાજી રહી,
બ્રહ્મા પુત્રી પવિત્ર સ્હાય સઘળી આપે સપ્રેમે સહી;
વિદ્વાનો કવિ કોવિદો યશ ભણે, વરદાયીના વિમલ,
દેવી શારદમાત આ વર વધૂને અર્પશે મંગલ. ૭

ભૂમિ ભાર ઉતારવા અવતર્યા કારાગૃહે કારમા,
દુષ્ટોને સંહારી સાધુજનને ઉદ્ધારીયા હામમાં;
લીલા અદ્‌ભૂતથી સુકીર્તિ જગમાં આપી રહી નિશ્ચળ,
શ્રીગોવર્ધનધારી કૃષ્ણ કરશે આ યુગ્મનું મંગળ. ૮

મણીબ્હેન મહેતા.

---

## ૨ સપ્તપદી-લગ્ન પ્રતિજ્ઞા.



કુમારિકા અવસ્થામાંથી આશ્રમ ધર્મમાં આવતા પહેલાં પાણી ગ્રહણ વેળાએ ( લગ્ન સમયે ) વરકન્યાની પરસ્પર સાત પ્રતિજ્ઞાઓ શાસ્ત્રમાં દર્શાવ્યા પ્રમાણે કહેવામાં આવે છે તેનું નામ સપ્તપદી. પરંતુ તે સપ્તપદીની પ્રતિજ્ઞાઓ કેવી રીતની છે, તે જાણવા સર્વ કોઈને આવશ્યક છે, માટેજ સપ્તપદીના બોધની પ્રત્યુક્તિ કરી છે.

### उक्तंच "धर्मेण"

કન્યાદાન આપતી વખતે જળનો સંકલ્પ અથવા વાણી સંકલ્પ થવાથી પતિ કહેવાની યોગ્યતા થતી નથી; પરંતુ સપ્તાચલ ( સપ્તપદી ) નું પૂજન થયેથીજ પતિપણું સિદ્ધ થાય છે.

"વિવાહ કૌસ્તુભ" માં કહ્યું છે કેઃ—

**कन्यापतित्व सिद्ध्यर्थं ससाचल पूजनमहं करिष्ये॥**

પતિપણું સિદ્ધ થવા માટે સપ્તાચલનું પૂજન કરૂં છું. આ વાક્યથી જાણવામાં આવે છે કે સપ્તપદીની ક્રિયાથીજ પુરૂષ પતિ શબ્દને પામે છે.

## अथैनामुदीचीं सप्तपदानि ःकामयति.

પરણેલી કન્યા મંગળ ફેરા ફર્યાં પછી ઉત્તર દિશાથી આરંભી સપ્તપદીની સાત ઢગલીઓનો અનુક્રમે સ્પર્શ કરે છે ત્યારે વરની જે પ્રતિજ્ઞાઓ થાય છે તે નીચે પ્રમાણે.

### " एकमिषेविष्णुस्त्वा नयतु. "

ભૂલોક કે જે પુરૂષાર્થનું સર્વ સ્વરૂપ છે તે સ્થાન પરમ કૃપાળુ ઇશ્વિર પ્રાપ્ત કરાવો, અને તેમાં હે સહચરી સમસ્ત માંગલિક પ્રસંગોથી યુક્ત સૌભાગ્ય તથા ગૃહકાર્યભાર મેળવવા અધિષ્ઠાતા થા.

### " द्वे उर्जेविष्णुस्त्वा नयतु "

હે સહચરી તારા શૌર્યથી મારા બળમાં વૃદ્ધિ થશે; માટે ભૂલોક અને ભુવર્લોકના સ્થાનમાં બળવાન થવા પરમાત્મા સહાયક થાઓ.

### " त्रीणि रायस्पोषाय विष्णुस्त्वा नगतु "

હે સહચરી ભૂલોક, ભુવર્લોક અને સ્વર્ગલોકના સ્થાનમાં ધનની અભિવૃદ્ધિ કરવા માટે મારા ઘરની તું પ્રધાન થા.

### " चत्वारि मायोभवाय विष्णुस्त्वा नयतु "

હે સહચરી ઉપર જણાવેલાં ભૂલોક આદિ ત્રણ લોક સહિત મહર્લોકમાં સૌખ્ય યુક્ત રહેવાનું મારા ઘરની અધિકારી થા.

### " पंचपशुभ्यो विष्णुस्त्वा नयतु "

હે સહચરી ઉપર કહેલા ચારલોક સમેત જનલોક એટલે પાંચે લોકના સ્થાનમાં મારા ઘરના પશુઓની સંભાળ રાખવા પ્રભુ તને પ્રાપ્ત કરો.

### " षड्ऋतुभ्यो विष्णुस्त्वा नयतु "

હે સહચરી ઉપરોક્ત પાંચલોક સંયુક્ત તપલોકના સ્થાનમાં ૭ ઋતુઓનું સુખ તારાથી મને પ્રાપ્ત થાઓ.

### " सखे सप्तपदा भव सा मामनुव्रता भव विष्णुस्त्वा नयतु "

હે સહધર્મિણી ! ભૂઃ, ભુવઃ, સ્વઃ, મહઃ, જન, તપ, અને સત્ય એ પ્રમાણેના સાત લોકમાં મારાથી સુખ ભોગવનારી સહચરી થા.

ઉપર કહેલી વરની પ્રતિજ્ઞારૂપ સમપદીની ક્રિયા થવાથી પરસ્પર સ્નેહપાશ બંધાય છે, એટલે તે સમયથી સ્ત્રી પતિને સ્વાધીન થઈ નીચેના સાત શ્લોકોથી પોતાના પ્રાણેશ પ્રતિ પ્રતિજ્ઞા કરે છે કે હું તમારા ગૃહમાં આ પ્રમાણે વર્તીશ.

" त्वत्तोमेऽखिल सौभाग्यं पुण्यैस्त्वं विविधैः कृतैः
देवैः सम्पादितोमह्यं वधूराद्येपदेऽब्रवीत् ॥ १ ॥"

અનેક પુણ્ય સંચયથી અને દેવતાઓની કૃપાથી, તમારા જેવા સ્વામીને વરવાથી હે પ્રાણેશ ! આ જગતમાં હું સૌભાગ્યને પ્રાપ્ત થઈ છું: એ પ્રમાણે કન્યા પ્રથમ ડગલું ભરતી વેળા બોલે છે.

" कुटुंबं पालयिष्यामि ह्यावृद्धबालकादिकम् ॥
यथालब्धेन संतुष्टा ब्रूते कन्या द्वितीयके ॥२॥"

હે પ્રાણેશ ! તમારા વડીલોને મારાજ વડીલ માની તેઓની અનુજ્ઞામાં રહીશ, અને બાળક તથા કુટુંબનું સરક્ષણ કરીશ તથા પ્રારબ્ધાનુસાર જે દ્રવ્ય મળે તેથી પૂર્ણ સંતોષી રહીશ તે તમારા પ્રત્યે કદાપિ ખિન્ન વચન બોલીશ નહિ; તેમ બીજું ડગલું ભરતી વેળાએ કન્યા બોલે છે.

" मिष्टान्न व्यञ्जनादीनि काले संपादये तव ॥
आज्ञासम्पादिनी नित्यं तृतीये साब्रवीद्वरम् ॥३॥"

હે પ્રાણેશ ! આપની આજ્ઞા મુજબ વર્તી સમયે સમયની ઉત્તમ રસોઈ કરી આપસહ કુટુંબને ભોજનથી સંતોષ આપીશ તે પ્રમાણે ત્રીજી વખત બોલે છે.

" शुचिः शृंगार भूषाहं वाङ्मनः कायकर्मभिः ॥
क्रीडिष्यामि त्वया सार्द्धं तुरीये सा वदेद्वरम् ॥४॥"

હે પ્રાણેશ ! નિત્ય શણગાર ધારણ કરી, અતિપવિત્રપણે મન, વાણી અને સત્કર્મથી શુભચિંતક થઈ આપની સાથે ક્રીડા કરીશ તેમ ચોથા ડગલે બોલે છે.

" दुःखे धीरा सुखे हृष्टा सुखदुःखविभागिनी ॥
नाहं परनरं गच्छे पञ्चमे सा ब्रवीत्पतिम् ॥५॥"

દુઃખને વખતે ધીરજ આપવાવાળી, સુખમાં પ્રસન્નતાવાળી થઈ તમારા સુખે સુખી અને દુઃખે દુઃખી રહી અન્ય પુરૂષની ઇચ્છા કદાપિ કરીશ નહિ એ પ્રમાણે પાંચમીવાર બોલે છે.

" सुखेन सर्व कर्माणि करिष्यामि गृहे तव ॥
सेवां श्वशुरयोश्चापि बन्धूनां सत्कृतिं तथा ॥
यत्र त्वं वा अहं तत्र नाहं वञ्चे प्रियं कचित् ॥
नाहं प्रियेण वञ्च्याहि कन्या षष्टे पदेऽब्रवीत् ॥ ६ ॥"

હે પ્રાણેશ ! સાસુ-સસરાની સેવા કરી તમારા ભાઈ-ભાંડુઓને સત્કાર કરી સુખેથી ગૃહ કાર્ય હું સારી રીતે બજાવીશ તેમજ જ્યાં તમે ત્યાં હું રહીશ અને કોઈ દિવસ હું તમારા પ્રત્યે છલતા નહિ કરૂં તથા તમે પણ મારા પ્રત્યે છલતા ન કરશો આ પ્રમાણે છઠ્ઠે પગલે બોલે છે.

" होम यज्ञादि कार्येषु भवामि च सहायिनी ॥
धर्मार्थकामकार्येषु मनोवृत्तानुसारिणी ॥
सर्वेऽत्र साक्षिणस्त्वं मे पतिर्भूतोसि सांप्रतम् ॥
देहो मयार्पितस्तुभ्यं सप्तमे सा ब्रवीद्वरम् ॥७॥

હે પ્રાણેશ ! તમારી આજ્ઞા પાળી ધર્મ, અર્થ અને કામ આ ત્રણે પુરૂષાર્થમાં જોડાઈ યજ્ઞાદિક અને દેવકાર્યમાં સહાય કરનારી થઈશ બ્રાહ્મણ, અગ્નિ તથા સગાંસંબંધી સમક્ષ તમે મારા પતિ થયા છો, મેં મારો દેહ તમને અર્પણ કર્યો છે માટે તમારી આજ્ઞાનું કોઈ દિવસ ઉલ્લંઘન નહિ કરૂં. આ પ્રમાણે કન્યા સાતમા પગલા વખત બોલે છે.

---

## ૩ લગ્ન ગીત.

( આણી તીરે ગંગારે-આણી તીરે જમનાંરે. )

સુખનો સંગાતીરે, ઉત્તમ જાતિરે;
પતિને પ્રભુસમ જાણીએ.
ગુણથી કૃપાળોરે, મન મરમાળોરે;
પતિને એની ન વિસારીએ.

રત્નથી મોંઘોરે, અવનીમાં શોધ્યોરે;
પ્રેમી ને અન્ય પ્રમાણીએ.
શિરમણિ સાચોરે, વલ્લભથી રાચોરે;
અંતરમાં નિત્ય ઉતારીએ.

હૃદયનો સ્વામિરે, અંતર જામીરે;
પતિવ્રત પ્રેમથી પાળીએ.
કુળતણો દીવોરે, પતિ ઘણું જીવોરે;
મંગળ આશિષ આપીએ.

સૌભાગ્ય સાચુરે, પતિ દેવ યાચુરે;
સેવા સદાએ સ્વિકારીએ.
સંસાર સાથીરે, બેલડિ બાંધીરે;
ઉત્તમ કુળ અજવાળીએ.

વૈષ્ણવપ્રભુ પૂજોરે, પાપથી ધ્રુજોરે;
પરભવ પુન્યે સુધારીએ.
મંગળમાળારે, પ્રિયતમ પ્યારારે;
સેવા સદાએ સ્વીકારીએ.

---

## ૪ વરઘોડામાં અથવા લગ્ન વખતે ગાવાનું ગીત.

( ઢાળ-' માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો. )

આજે શુભ દિન મંગલકારી, પ્રિય પુત્રીનાં લગ્ન છે ભારી,
આજે શુભ દિન મંગલકારી—૧

કહ્યું આપણા શાસ્ત્રની માંહી, વિદ્યા પૂર્ણ કર્યા પછી ભાઈ,
માંડો ગૃહસ્થાશ્રમ ઉર ચાહી, આજે શુભ દિન મંગલકારી—૨

તે પ્રમાણે વિદ્યાદાન લઇને, રતિરૂપ કન્યા કર ગ્રહીને,
પાળો ગૃહસ્થાશ્રમ સુજ્ઞ થઈને, આજે શુભ દિન મંગલકારી—૩

સપ્તપદીથી પ્રતિજ્ઞાને જાણો, તેવું પાળી સદા સુખ માણો;
ભોગવી રિદ્ધિસિદ્ધિ લ્યો લ્હાવો, આજે શુભ દિન મંગલકારી—૪

લગ્નવિધિ શિવશક્તિ સમાન, વર્તો તે પ્રમાણે ગુણવાન,
યશસ્વી બની દીપાવો નામ, આજે શુભ દિન મંગલકારી—૫

દંપતી નિરોગી રહો તનથી, ઇચ્છી આશિષ દઉં શુદ્ધ મનથી;
દીર્ઘાયુ રહો પ્રાર્થું પ્રભુથી, આજે શુભ દિન મંગલકારી—૬

માત પિતાને રાખો સંતોષે, લડાવી લાડ ઉછેર્યાં હોંસે,
ધન્ય તેને કુટુંબી જે પોષે, આજે શુભ દિન મંગલકારી—૭

ઉષા-અનિરુદ્ધ સમ દીપે જોડ, તેમાં દીસે નહીં કાંઈ ખોડ,
જોઇ સફળ થયા મમ કોડ, આજે શુભ દિન મંગલકારી—૮

જગદંબા કૃપાફળ માનું, વડીલોની પુન્યાઈ પ્રમાણું,
આજે ઉગ્યો સુવર્ણનો ભાનુ, આજે શુભ દિન મંગલકારી—૯

લક્ષ્મિસમ કુલવધુને વધાવું, રહો અખંડ સૌભાગ્ય એ ચાહું,
દીપક વરકન્યાને વારી જાઉં, આજે શુભ દિન મંગલકારી-૧૦

---

## ૫ કન્યાના લગ્ન વખતે ગાવાનું ગીત.

(ઢાળ-'સજની મુજને સ્વપ્નાંતર એક લાગ્યુંજી.')

પ્રકટીયો રમ્ય સુવર્ણદિન આજે રે, વરવધુ લગ્નમંડપમાં વિરાજે રે.
સ્નેહે દીધુ કન્યાતણું દાન આજે રે, સુખી રહો શાણી શોભાવો ગ્રહરાજ્યરે,
રચ્યાં આજે લગ્નગ્રંથિથી ગુંથાઈ રે, સપ્તપદી પ્રતિજ્ઞા પાળો મન ચાહી રે.
વિધાતાએ મેળવીયો શુભ યોગ રે, દીસે જાણે ચંદ્રકૌમુદીની જોડ રે.
પુત્રીધન આખર પરનું કહેવાય રે, મળે યોગ્ય સ્થાન નિવૃત્તિ થાય રે.
માલીકને થાપણ સોંપાય જેમ રે, કન્યારત્ન અર્પ્યું વરરાયને તેમ રે.
આત્મા થયો આજ મ્હારો શુદ્ધ જંપારે, માલીકને તેની થાપણ દીધી સોંપારે.
મહાસૂત્ર કણ્વમુનિનું એ સ્મરિએ રે, સંસારમાં માર્ગ સુખદ હો ઉચરીએરે.
પુત્રીસ્નેહ વનવાસીને જ્યાં સાલે રે, સંસારી જનોથી એ કેમ ભૂલાયેરે.
વૃક્ષ સાથે દીપી રહે જેમ વેલી રે, તેમ પતિ સહિત દીપે કુળવેલી રે.
નિર્વિઘ્નેથી સંસારસાગર તરજો રે, સ્નેહતણાં ઝરણાં દંપતિ હ્રદે ઝરજોરે.

---

## ૬ તાપીનો વિવાહ.



સરસ્વતી સ્વામીને વિનવું ગણપત લાગવુ પાયરે,
બેઉ કરજોડીને વર્ણવું ગાઇશુ તાપીનો વિવાહરે;
તાપીના તેજ છે આકળા પાણિ છે નીરમળ નીરરે,
ચાંદો સુરજ બેઉ રવ ચઢ્યા રમતેલા તાપીને દીઠરે.
રમતેલા રમતેલા એમ ભણે દાદાજી મુજને પરણાવોરે,
તુજને પરણાવીશ બેટડી વર ઘર સોધીને લાવુરે;
ઘરરે જોયા ત્રીભુવનતણા વર જોયો ચંપાનો છોડરે,
તેડાવો જોશીના બેટડા તાપીના લગ્ન નિરધારો રે.
માઘ માસેને શુકલ પક્ષે લગ્ન છે સાતમને સોમવારે,
તેડાવો તાપીની માતાને જોષીને કણુવટ આપેરે
થાળો ભરી સગમોતીની માંહી મેલી સોનાની ફડસરે,
કણુવટ લઇ જોષી ઘેર ગયા જોષણ પુછે છે વાતરે.

કોણ ધુત્યા વર રાજીઆ કાની ફાડી વડેલી મજુસરે,
નથી રે ધુત્યા વર રાજીઆ નથી ફાડી વડેલી મજુસરે;
ચાંદા સુરજની બેટડી તેના મેં તો લગ્ન નિરધાર્યારે,
નાહી ધોઈ વર ઘોડે ચઢ્યા મુસ્તક ધરીયા છે ખુપરે.
ત્યાંથીને વરરાજા સંચર્યા આવી રહ્યા ભાગોળે જાયરે,
સામયુ સાળાને હાથરે.
ત્યાંથીને વરરાજા સંચર્યા આવી રહ્યા ચૌટડા ચારરે,
ચૌટડે ચમર ઢળાવોરે.
ત્યાંથીને વરરાજા સંચર્યા આવી રહ્યા જાનીવાસા માંહ્યરે.
કલવો સાળીને હાથરે.
સાત ખાજલાની છાબ ભરી રૂપલા દઈની દાણીરે,
ત્યાંથીને વરરાજા સંચર્યા આવી રહ્યા તોરણે જાયરે;
પોકણ સાસુને હાથરે.
ધુસળ મુસળ રવૈઓ સરયો સંપતને ત્રાકરે,
છડી પીડીને ઓવારણા નરખીને સાહ્યા છે નાકરે
ત્યાંથીને વરરાજા સંચર્યા આવી રહ્યા માહ્યરા માયરે,
મામાતે કન્યા પધરાવોરે.
પહેલું તે મંગળ વરતીયુ મામા તે દ્યો કન્યા દાનરે,
ઘાટ આપ્યા ને પાનેતર આપીશુ સરસેલા ભાણેજીના દાનરે
બીજુને મંગળ વરતીયુ બાપા તે દ્યો કન્યા દાનરે,
બેઠી આપીને પેટી આપીશુ સરસેલા દીકરીના દાનરે,
ત્રીજુને મંગળ વરતીયુ દાદાતે દ્યો કન્યા દાનરે.
ગાયો આપીને ઘોડા આપીશુ સરસેલાં દીકરીના દાનરે,
ચોથુને મંગળ વરતીયુ કાકા તે દ્યો કન્યા દાનરે;
સોના આપ્યા ને રૂપા આપીશુ સરસેલા ભત્રીજીના દાનરે,
પાંચમુંને મંગળ વરતીયુ વીરાતે દ્યો કન્યા દાનરે.
વહેલો આપીને માફા આપીશુ સરસેલા બેનીના દાનરે,
મે તમને વેવાઇ વારીયા જેહના લગ્નના લઇશરે;
ન મળે અન્ન કપાસીઆ નહિ મળે બળદને પુળારે,
સરસ્વતી સ્વામીને વિનવું ગણપત લાગવું પાયરે.

---

## ૭ સાસરે વળાવતી વખતે ગાવાનું ગીત.



શાણીને સાસરે, રે, વળાવો
હીરા બ્હેન સાસરીએ પધારો.
શાણી સખીઓના શોક સમાવો. શાણી૦

ખેલ્યાં ખાંતે દાદાજી ને ખોળે,
પૂર્યા કોડ કુંટુમ્બી જનોએ;
બ્હેની જાતા સ્વજનને મળીલે. શાણી૦

રૂષી કુળની રીત ધરીને,
સોધી યોગ્ય સુજનને વરી લે;
પારકાને પોતાના કરી લે. શાણી.

મળે સાગરમાં જેમ સરીતા,
તેવી થાતું બ્હાલાની વનીતા;
પ્રાપ્ત કરીલે તું પતિની પ્રભુતા. શાણી.

સાસુ સસરાને જેઠ જેઠાણી,
નાની નણંદીને દિયર દેરાણી;
બ્હાલી સઉમાં ગણાજે તું શાણી. શાણી.

પંચ યજ્ઞ પતિ સઉ કરજે,
સ્વામી આજ્ઞાને નિત્ય અનુસરજો;
ગ્રહસ્થા ધર્મ સદા આચરજો. શાણી.

કુશળ રહેજો સદા દંપતી,
વધો સ્નેહ અને સન મતિ
દિન દિન પ્રાપ્ત થજો ઊગ્રગતિ. શાણી.

બેની મોટાનાં છોરૂં કહાવો,
કરી કાર્ય મોટેરાં બતાવો;
તમે માતાની કુખ દિપાવો. શાણી.

## ૮ કન્યા વળાવતી વખતનું ગીત.

( આછાતે ઘુંઘટ બ્હેનીને બ્હાલેરા લાગે—રાગ )

સાસરે ચાલ્યા બ્હેન હીરાકુમારી.
પ્રીતી હમારી બ્હેની શાને વિસારી ?
કહે ચતુરલક્ષ્મી માતા હો બ્હેની ? સાસરે.

સાસરીયે બ્હેની મારી સંપીને રહેજે;
આજ્ઞા વડિલની અંતરમાં ધરજે.
નીતિ વિવેક ન વિસરશો હો બ્હેની ! સાસરે.

કુળવટ લજ્જાતો પ્રાણથી પ્યારી ?
વિનય વડીલોને અંતરમાં ધારી,
ધર્મમાં ચિત્ત તમે ધરજો હો બ્હેની ? સાસરે.

ક્રોધ કરે કદી સ્વામી એ શાણી;
કડવા વચન લેજો અમૃત જાણી.
શાંતિથી સઘળું નભાવજો હો બ્હેની ? સાસરે.

પ્રભુ સમાન લેજો પતિને પ્રમાણી;
માથુ નમાવી સૌ આજ્ઞાઓ પાળી.
આપણું કુળ અજવાળજો હો બ્હેની ? સાસરે.

સાસુ સસરાની સેવા ચુકતી જોજે;
જેઠ દિયરજીને માનજો દેજે.
વડિલ નણંદ ગણી લેજો હો બ્હેની ? સાસરે.

નોકર ચાકરની સંભાળ લેજે ?
ધામેથી શાણી મીઠાં વચનોએ કહેજે ?
ઘરની રક્ષા તો ઉત્તમ કરજે હો બ્હેની. સાસરે.

લક્ષ્મિને વૈભવે ગંભીર થાજે;
સત્તા છતાંયે અભિમાન ન છાજે ?
મનની મોટાઇ ન વિસરીયે ઓ બ્હેની ? સાસરે.

જીવદયાને જોજે વિસારી દેતી;
રંક અનાથ ભુખ્યા હોય અતિથી,
તેની સેવા ન વિસરતી હો બ્હેની સાસરે.

ની નાવ ભવ સાગર તરજે;
  નીયમ પ્રભુ ભક્તિથી કરજે.
શાંન્તી પામી ભવ તરજે હો બ્હેની ? સાસરે.

ડાહી દીકરીઓને આજુ શું કહીયે ?
આંખોના તારા તને દુરજ કરીએ,
અંતર આશિષ ઉચરીયે હો બ્હેની ? સાસરે.

વહેલી વહેલી તું પાછી આવજે શાણી;
સુના ઘરબાર વગી અન્નને પાણી.
આવી નીષ્ઠુર ન્હોતી જાણી હો બ્હેની ? સાસરે.

એવી શીખામણ માતા ચતુરલક્ષ્મી દેતાં;
બ્હેન હીરાને આશિષ દેતાં,
શીખ મણીમય કહેતાં હો બ્હેની ? સાસરે.

---

## ૯ લગ્ન પછી પુત્રીને સાસરે વળાવતી વખતે ગાવાનું ગીત

( ઢાળ–'માંડવે સોયરે અજવાળાં કે દીવડી કયાં ગઈ રે' )

શાણિ સાસરીએ સીધાવો, હૃદય હર્ષ ધારીને રે,
સહુ સાથે સંપી સમાઓ, ઉભય કુળ તારીને રે—૧

સાસુશ્વસુરની સેવા કરો, ચરણકમળ નમી રે,
નણદી દેરાણી જેઠાણી, ગણોને બ્હેની સમી રે—૨

જેઠ દિયર જે તમારા તે, વીર સમ રહો ગણી રે,
શ્વસુરકુટુંબની સાથ, રહોને હળીમળી રે—૩

બ્હેની સુઘડ ગૃહ રાખી, સુઘડ રહો સુંદરી રે,
પ્રેમ સહિત પતિ સેવી, આજ્ઞા ન લોપો જરી રે—૪

સ્નેહે મોટું કર્યું રત્ન, આજે દૂર થાય છે રે,
સુજ્ઞ સંબંધી મળ્યાં છે તે, સ્નેહે સંભાળશે રે—૫

હાથી શોભે દરબાર, શોભે પુત્રી સાસરે રે,
મોકલજે શુભ સંદેશ, સ્નેહી ઉરમાં ઠરે રે—૬

---

## ૧૦ શિયળવ્રત.

( ઢાળ–' કાનુડા તારી કામણ કરનારી, વ્રજમાં વાંસલડી વાગી. ')

સદ્‌ગુણ શીલ શુભ શૃંગાર શરીર ધારી, અલંકૃત વ્હેનીં બનો ભારી;
પ્રિય પતિપ્રેમનો હાર હૃદય ધારી, સાડી સત્ય–શમતાની સારી–
કર કંકણ ધારી, દાન દઈ દીપાવો ભારી,
દુઃખી બેની, થઈ બેની, કષ્ટ હો તેનું નિવારી–
અલંકૃત વ્હેની બનો ભારી—૧

સતિ સીતા અનસુયા ગુણ ઉર આણી, બીજી સહુ સતીઓ લ્યો જાણી;
તનમનથી વારી, જાઓ તેના પર બલીહારી,
છે રહેલી, છે રહેલી, કિર્તિથી અમર એહ નારી–
અલંકૃત વ્હેની બનો ભારી—૨

બીજા વ્રતની નથી જરૂર સતિ નારી, શિયળવ્રત સ્નેહે લ્યોં પાળી;
રુપ ગુણ સહુ શાણી, નકામાં શિયળ વિના જાણી,
રૂડી રહેણી, કડી રહેણી, કરણી સાચવી રહેશો સારી–
અલંકૃત વ્હેની બનો ભારી—૩

ઉર ચાહી માનો દીપક શિખ સારી, અલંકૃત વ્હેની બનો ભારી—

---

## ૧૧ સજની ! સંસારે સ્વર્ગ વસાવ !

સંસારે સ્વર્ગ વસાવ,
ઓ સજની ! સંસારે સ્વર્ગ વસાવ !

સાસુ સસરા ગણ માત પિતા, ને
ભવ સાહાક પતિ નાવ:
ઓ સજની ! સંસારે સ્વર્ગ વસાવ ?

તીર્થ કરવા જો ચ્હાયે તું સજની !
તીર્થ સ્વરુપથી લે લ્હાવ ?

દિયર-દેરાણી ને જેઠ-જેઠાણીથી રાખજે નિત્ય બનાવ,

સંપી-જંપી જો નણદીથી ચાલીશ તો
લેઇશ સ્વર્ગનો લ્હાવ ?
ઓ સજની ! સંસારે સ્વર્ગ વસાવ ?

મોટેરાંને સખી માન તું દેજે:
ન્હાનાં પર રાખજે ભાવ !

દુઃખી દિલ ના તું કોઇનું કરજે;
ઉર સખી કરજે દરિયાવ !
ઓ સજની ! સંસારે સ્વર્ગ વસાવ ?

સ્વામિની સંગાથ સ્વામિની સનાથ,
રખે, તું ચૂકતી એ દાવ ?

કરીશ તેવું પામીશ સજની !
સ્નેહ સરોવરે ન્હાવ !
ઓ સજની ! સંસારે સ્વર્ગ વસાવ !
સંસારે સ્વર્ગ વસાવ
ઓ સજની ! સંસારે સ્વર્ગ વસાવ !

---